ગોસ્વામી શ્રીહરિરાયાચાર્ય કૃત

# ભાષ્યદોષવિવરણ.

મૂલ, ભાષાન્તર તથા વિવેચન સમેત.

---

પ્રસિદ્ધ કરનાર


લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.

માજી જડ્જ, સ્મોલકોઝ કોર્ટ, અમદાવાદ,

"શ્રી વલ્લભાચાર્યજીના જીવનચરિત્ર,"

"શ્રીકૃષ્ણલીલામૃત" ઇત્યાદિના કર્તા.


---


સંશોધિત આવૃત્તિ બીજી.





અમદાવાદ.

ધિ ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ.

---

વલ્લભાબ્દ ૪૩૨. સને ૧૯૧૦.

કિંમત બે આના.

ગોસ્વામી શ્રીહરિરાયાચાર્ય કૃત

# કામાખ્યદોષવિવરણ.

મૂલ, ભાષાન્તર તથા વિવેચન સમેત.


પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ

માજી જડ્જ, સ્મોલકોઝ કોર્ટ, અમદાવાદ,

"શ્રી વલ્લભાચાર્યજીના જીવનચરિત્ર,"

"શ્રીકૃષ્ણલીલામૃત" ઈત્યાદિના કર્તા.


---


સંશોધિત આવૃત્તિ બીજી.





અમદાવાદ.

ધિ ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ.

---

વલ્લભાબ્દ ૪૩૨. સને ૧૯૧૦.

કિંમત બે આના.

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

જે માર્ગમાં ખાનપાનથી ઇન્દ્રિયોનું સારી રીતે પોષણ કરવામાં આવે છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે એમ, શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપન કરેલા પુષ્ટિ ભક્તિ માર્ગનું અથવા નિર્ગુણ ભક્તિમાર્ગનું સ્વરૂપ નહિ જાણનાર, ઘણા લોકો સમજે છે. આ ખોટી સમજ દૂર થવાની ઘણી અગત્ય છે. હજારો વૈષ્ણવો, અને તેમાંના ઘણા વિદ્વાનો આ માર્ગમાં હોવા છતાં, આવી ભૂલ ભરેલી સમજ આ વીસમી સદી સુધી ચાલે એ ખેદકારક છે. એ ભૂલ ભરેલી સમજ દૂર કરવાને વલ્લભાચાર્યજીના જીવનચરિત્રમાં કાંઇક યત્ન કરવામાં આવ્યો છે. એ યત્ન શ્રીમહાચાર્યજીના રચેલા ગ્રંથોને આધારે કરવામાં આવ્યો છે.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શ્રીમદ્‌ભાગવતના ૩ જા સ્કંધના ૧૪ મા શ્લોકની સુબોધિની ટીકામાં લખ્યું છે કે.

**कामेन क्रोधलोभाभ्याम् कर्ममार्गादिनाशनम् ॥**

ભાવાર્થ—કામ, ક્રોધ અને લોભ એ કર્મ, જ્ઞાન અને ભક્તિ માર્ગોનો નાશ કરવાવાળા છે.

નિબંધ નામના ગ્રંથમાં પણ લખ્યું છે કે

**इन्द्रियाश्वविनिग्राह इ०**

ભાવાર્થ—ઇન્દ્રિયોના અશ્વને રોકવા.

એ રીતે અનેક સ્થળમાં શ્રીમહાચાર્યજીએ કામ અને ક્રોધ વિગેરે ઉપર લખ્યું છે. આ કામાખ્યદોષવિવરણ નામનો ગ્રંથ એ લખાણોના વિવરણ રૂપ છે.

આ ગ્રંથમાં શ્રીહરિરાયજીએ સંપૂર્ણ રીતે બતાવ્યું છે કે, પુષ્ટિમાર્ગ વિષયાત્મક કે વિષયવર્ધક નથી પણ વિષય છેદક છે.

પુષ્ટિભક્તિમાર્ગનો મૂલ પાયો કામ વાસનાના અભાવ ઉપર જ રચાયેલો છે. આત્મનિવેદન અને તદ્દ્વારા બ્રહ્મસંબંધ એજ એ માર્ગનું પહેલું પગથિયું છે. વિષય–કામ–ના શત્રુ રૂપ આત્મ નિવેદનથી શરૂ થતો પુષ્ટિભક્તિમાર્ગ એટલે પ્રભુની કૃપારૂપી સાધનથીજ પ્રભુની સેવા સિદ્ધ કરી પ્રભુ પાદાંબુજમાં જવાનો માર્ગ વિષયાત્મક કે વિષયવર્ધક હોઈ શકેજ નહિ.

એ મૂળ પાયા ઉપર રચાયલી ઇમારતની ભીંતો કાળાંતરે આમ તેમ વાંકી વળી ગઈ હોય તો તે માર્ગના જ્ઞાનરૂપ ઓળંબાથી સાધીને તેને દુરસ્ત કરી તેના ઉપરની ઇમારતને તેના ખરા સ્વરૂપમાં મૂકવાની અને બતાવવાની જરૂર છે.

એક વખત શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ આખા ભરતખંડ ઉપર ધર્મ સંબંધી સામ્રાજ્ય મેળવ્યું હતું, અને એમને તમામ આચાર્યો, પંડિતો અને રાજાઓ નમતા હતા. એ વાત આજ પલટાઈ ગઇ છે એટલુંજ નહિ, પણ એજ આચાર્યે સ્થાપન કરેલા માર્ગ ઉપર આજકાલ અનેક આક્ષેપો કરવામાં આવે છે તેમ છતાં એતન્માર્ગીય વિદ્વાનો સ્વમાર્ગનું સ્વરૂપ સમજવાની અને સમજાવવાની કાળજી રાખતા નથી, અને વૃત્તિની ખાતર પારકા કજીઆની વકીલાત કરનારની સંખ્યા ઘણી મ્હોટી હોવા છતાં સત્યના રક્ષણ માટે પોતાના આચાર્ય કે ધર્મની વકીલાત કરવાને તેઓ ઉદાસીન રહે છે તે સમયની બલીહારી છે.

આ કામાખ્યદોષવિવરણ નામનો ગ્રંથ ઘણી રીતે ઉપયોગી છે. એક તો પુષ્ટિમાર્ગ વિષે લોકોમાં ખોટી સમજણ ફેલાઇ છે તે કેટલેક દરજ્જે આ ગ્રંથને લીધે દૂર થવાનો સંભવ છે. વળી હાલના વખતમાં કામની–વિષયની વૃદ્ધિ થવા માંડી છે તો તેની સામે ધર્મ પોતાનો અવાજ ઉઠાવે તો કાંઈ અયોગ્ય નથી.

પહેલાં આપણું જીવન સરલ અને સારૂં હતું. ભોગ સામગ્રી ઘણીજ થોડી અને જુજ ખરચથી પુરી પડે એવી હતી.

આજકાલ જીવન કૃત્રિમ થતું જાય છે અને ભોગ સામગ્રી ફાળો મારતી વધતી જાય છે. એને પાશ્ચાત્ય બુદ્ધિએ શોધી કાઢેલા અને પુરા પાડેલા પદાર્થો પુષ્ટિ આપતા જાય છે. મોહથી અંજાઈ જઈ ને ભોગસામગ્રીના પદાર્થો ધર્મદૃષ્ટિથી ગ્રહણ કરવા યોગ્ય છે કે નથી એનો વિચાર કરવાની તકનો પણ લાભ લીધા સિવાય તે ગ્રહણ કરવામાં આવે છે. એકનું જોઈ બીજો તે પ્રમાણે કરે છે. સ્વતંત્રતાના મિષથી આપણે ડગલે ડગલે પરતંત્ર થતા જઈએ છીએ. સહન કરવાની શક્તિ ઓછી થતી જાય છે. અનેક પ્રકારે કામ અને ભોગ વધે છે. એવા સમયમાં આવા ગ્રંથ ઉપયોગી થવાનો સંભવ છે.

આ ગ્રંથ સમજાવવા માટે પંડિતશ્રી લાડલેશજીનો અને સૂચનાઓ માટે રા. રા. શાસ્ત્રી મગનલાલ ગણપતરામનો અમે આભાર માનીએ છીએ.

નડીઆદ તા. ૧-૩-૦૮

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો કહેવાય છે, એમાં જે કામ કહેલો છે તેનો અર્થ સુખ અથવા આત્મસુખ થાય છે. મન સાત્વિક થતાં જ્યારે લૌકિક વિષયો સંબંધી તમામ ઈચ્છાઓ દૂર થાય છે ત્યારે તેમાં જે સુખની પ્રતીતિ થાય છે તેને કામ કહે છે. એ કામ પુરૂષાર્થરૂપ હોઈ સર્વ પ્રકારે ઈષ્ટ છે. પણ આ ગ્રંથમાંતો કામ શબ્દ વિષયજન્ય સુખના અર્થમાં વાપર્યો છે અને તે પુરૂષાર્થ રૂપ નથી, કેમકે વિષયજન્ય કામ સર્વ પ્રાણીઓને સાધારણ છે તેથી તે પુરૂષાર્થ હોઈ શકે નહિ.

કૃષ્ણભવન, નડિયાદ.
શ્રીવલ્લભ જયંત.
ઈ. સન તા. ૫ મે ૧૯૧૦.

# ગોસ્વામી શ્રીહરિરાયજીનું સંક્ષિપ્તજીવનચરિત્ર.

કામાખ્યદોષવિવરણ નામના ગ્રંથના અને બીજા અનેક લઘુ ગ્રંથોના રચનાર શ્રીમદ્ ગોસ્વામી શ્રી હરિરાયજી શ્રીકલ્યાણરાયજીના જ્યેષ્ઠ પુત્ર હતા. એમના પિતા શ્રીકલ્યાણરાયજી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઈજી) ના દ્વિતીય પુત્ર શ્રીગોવિંદરાયજીના પુત્ર હતા. શ્રીહરિરાયજીનો જન્મ સંવત્ ૧૬૪૭ના ભાદ્રપદ કૃષ્ણ ૫ના રોજ થયો હતો. એમના નાના ભાઈનું નામ શ્રીગોપેશ્વરજી હતું. શ્રીહરિરાયજીને શ્રીગુસાંઈજીના ચોથા પુત્ર શ્રીવલ્લભ અથવા શ્રીગોકુળનાથજીએ બ્રહ્મસંબંધ દીક્ષા આપી હતી.

શ્રીહરિરાયજીના જીવનચરિત્ર વિષે ઘણી હકીકત હાલ જાણવામાં નથી. પરંતુ એમણે ૩૦૦થી ૫૦૦ સુધી લઘુગ્રંથો રચ્યા છે એ વાત સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. એ લઘુગ્રંથો ઉપરાંત એમણે વાદના ગ્રંથો લખ્યા હોય એમ જણાય છે. એમના ગ્રંથો ઉપરથી એમ અનુમાન થાય છે કે એમણે પ્રમાણ કરતાં પ્રમેય ઉપર ઘણોભાર મુકયો છે. દૈન્ય અને શ્રીનિજાચાર્ય ઉપર સંપૂર્ણ આસક્તિ એ એમના લઘુગ્રંથોનુ લક્ષણ છે. એમના ગ્રંથો પૈકી કેટલાકને છેડે એમણે પોતાનું નામ હરિદાસ લખ્યું છે. એમના તમામ ગ્રંથો શ્રીઆચાર્યજીમહાપ્રભુજીના ગ્રંથો ઉપર વિવરણ રૂપે છે. એમના લઘુગ્રંથો પૈકી ૧૧૪ ગ્રંથો બૃહત્સ્તોત્ર સરિત્સાગરના દ્વિતીય ભાગમાં છપાયા છે, અને બીજાતો હજુ અપ્રસિદ્ધજ છે. એ તમામ ગ્રંથો ઉપયોગી છે. એ પૈકી થોડાનાં નામ વાંચનારના ઉપયોગને માટે અમે નીચે આપીએ છીએ.

**जन्म वैफल्यानिरूपणाष्टकम्, दैन्याष्टकम्, विज्ञप्ति, पुष्टिमार्ग लक्षणानि, स्वमार्गमूलरूपनिरुपणं, सर्वात्मभावनिरूपणम्, भक्तानांदुःसंगविज्ञानप्रकारनिरुपणं, ૬૦**

શ્રીહરિરાયજીએ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની બેઠકોની સારી સંભાળ લીધી હતી એમ જણાય છે, તે કારણથી કેટલીક બેઠકોની સાથે શ્રી આચાર્યજીના નામની સાથે એમનું નામ પણ જોડાયલું સાંભળવામાં આવે છે.



श्रीकृष्णाय नमः

# ॥ अथ कामाख्यदोषविवरणम् ॥

दोषेषु प्रथमः कामो विविच्य विनिरुप्यते ॥
यस्मिन्नुत्पद्यते तस्य नाशकः सर्वथा मतः ॥ १ ॥

અર્થ—(સર્વ પ્રકારના) દોષોમાં કામ એ પ્રથમ દોષ છે. તેનું વિવેચન કરીને પૂર્ણ રીતે નિરૂપણ કરવામાં આવે છે. એ દોષ જેમાં ઉત્પન્ન થાય છે તેનો તે નાશ કરે છે એમ સર્વ પ્રકારે માનવામાં આવેલું છે.

વિવેચન—કામ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એમ અનેક દોષો છે તેમાં કામ એ પ્રથમ દોષ કહેવાય છે.

કામ શબ્દનો સાધારણ અર્થ ઇચ્છા છે. તે સ્ત્રીના સમાગમની ઉત્કટ ઇચ્છા, વ્યભિચાર વગેરે રૂઢ અર્થમાં વપરાય છે. આ આખો ગ્રંથ વાંચતાં માલમ પડે છે કે એમાં કામ એ શબ્દ સ્ત્રીના સમાગમની ઉત્કટ ઇચ્છા, વ્યભિચાર તેમજ બીજા વિષયોની ઇચ્છા વગેરે અર્થમાં વાપરવામાં આવ્યો છે.

આ ગ્રંથનું નામ "કામાખ્યદોષવિવરણ" છે. વિવરણ એટલે ટીકા, ખુલાસો, વિશેષ રીતે કરવામાં આવેલું વર્ણન. એ ઉપરથી જણાશે કે જે દોષ કામના નામથી ઓળખાય છે તે દોષથી ઉત્પન્ન થતા પરિણામોનું આ ગ્રંથમાં સંપૂર્ણ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

કામને મૂલમાં પ્રથમ દોષ એટલા માટે કહેલો છે કે તેનો જન્મ, ક્રોધ, લોભ, મોહ વગેરે તેનાં ભાંડુઓના પેહેલો થાયછે. ગીતાજીમાં કહ્યું છે કેઃ-

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયોમાં સંગ ઉપજે છે. સંગને લીધે તે વિષયો પ્રાપ્ત કરવાની કામના (કામ) અથવા ઇચ્છા ઉત્પન્ન થાય છે. એ કામ અથવા ઇચ્છા ફળીભૂત કરવાના કામમાં જે વિઘ્નરૂપ માલમ પડે છે તેના ઉપર ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ ઉત્પન્ન થતાં કર્તવ્યાકર્તવ્યનો વિવેક જતો રહે છે અને તેથી સંમોહ થાય છે. મોહ પેદા થતાં શાસ્ત્રોએ કરેલા ઉપદેશની સ્મૃતિ (યાદદાસ્ત) નો નાશ થાય છે, અને ધર્માધર્મ બતાવનાર સ્મૃતિનો નાશ થતાં, સદ્બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં જેની અંદર કામ ઉત્પન્ન થયો હોય તેનો નાશ થાય છે એટલા માટે મૂળમાં કામને નાશક કહેલો છે.

કામ એ રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે. તે ઉપર બતાવ્યા પ્રમાણે બુદ્ધિનો એટલે જ્ઞાનનો નાશ કરે છે. માટેજ ભગવાન્ ગીતાજીમાં કહે છે કેઃ-

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजाहिह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥**

૩. ગી–૪૧

અર્થ–હે ભરત કુળમાં શ્રેષ્ઠ અર્જુન ! એટલા માટે તું પ્રથમ ઇંન્દ્રિયોને નિયમમાં લાવીને સર્વ પાપના મૂળભૂત અને જ્ઞાન અને વિજ્ઞાનના નાશ કરનાર આ (કામ) ને નિશ્ચય હણ.

**विषयावेशहेतुत्वाद्विक्षेपोत्पत्तिकारणम् ॥**
**रजोगुण समुत्पन्नो रजः प्रक्षेपको मुखे ॥ २ ॥**

અર્થઃ–તેનું (કામનુ) મૂલ વિષયાવેશ હોવાથી તે વિક્ષેપની ઉત્પત્તિનું કારણ છે. તે રજોગુણમાંથી ઉત્પન્ન થયો છે, અને મોંમાં ધૂળ નંખાવે છે.

વિવેચન—જે મનુષ્ય વિષયોનું ચિંતન કરે છે તેના મનમાં તે વિષય પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, માટે કામનું મૂળ વિષયાવેશ છે એમ કહેવામાં આવ્યું છે.

જે વિષય ( પદાર્થ ) સારો લાગે તે પ્રાપ્ત કરવાની મનમાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય તેને વિષયાવેશ કહે છે. મન જ્યારે અમુક વિષય ઉપર વળે ત્યારે એ કરતાં વધારે સારી વસ્તુ ઉપર જેવી રીતે તે ચોંટવું જોઇએ તેવી રીતે ન ચોંટે એ દેખીતુંજ છે.

વિક્ષેપ એટલે ચિત્તની અસ્થિરતા, અને તેથી ઉત્પન્ન થતાં વિઘ્ન, પ્રતિબંધ વગેરે. અમુક પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા ઉત્પન્ન થતાં તે ઇચ્છા ભગવત્કાર્યમાં વિઘ્નરૂપ નિવડે એને વિક્ષેપ કહેવામાં આવે છે.

સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. તે જગતમાં સર્વત્ર ઠેકાણે વ્યાપી રહેલા છે. એ ગુણો દેહમાં રહેલા અવ્યય જીવાત્માને બંધન કરે છે ( ૧૪ ગી. ૫ ). એ ગુણો પૈકી સત્ત્વ ગુણ નિર્મળ, પ્રકાશક, અને દુઃખથી રહિત હોવાથી જીવાત્માને સુખ અને જ્ઞાનના સંગવડે બંધન કરે છે ( ૧૪. ગી. ૬ ). આ દેહમાં સર્વ ઇન્દ્રિયોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વ ગુણ વિશેષ વધેલો છે એમ જાણવું ( ૧૪ગી. ૧૧). મરણ સમયે જેનામાં સત્ત્વ ગુણની વૃદ્ધિ થઇ હોય તે ઉત્તમ લોકને પ્રાપ્ત થાય છે ( ૧૪.ગી. ૧૪ ). સાત્ત્વિક કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ છે ( ૧૪.ગી. ૧૬ ). સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે ( ૧૪. ગી. ૧૭ ). સત્ત્વગુણવાળો ઉત્તમ લોકને પામે છે ( ૧૪. ગી. ૧૮ ).

રજોગુણ તૃષ્ણા અને સંગની ઉત્પત્તિ કરે છે. તે રાગરૂપ છે. તે જીવાત્માને કર્મના સંગવડે બંધન કરે છે ( ૧૪ ગી. ૭ ). રજોગુણ કર્મમાં જોડે છે ( ૧૪ ગી. ૯ ). રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ, અને ઇચ્છા ઉત્પન્ન થાય છે ( ૧૪ ગી. ૧૨ ). મરતી વખતે જેનામાં રજોગુણની વૃદ્ધિ થયેલી જોવામાં આવતી હોય તે મનુષ્યલોકમાં જન્મ પામે છે ( ૧૪ ગી. ૧૫ ). રાજસ કર્મનું ફળ દુઃખરૂપ

હોય છે ( ૧૪ ગી. ૧૬ ). રજોગુણુથી લોભજ ઉત્પન્ન થાય છે ( ૧૪ ગી. ૧૭ ).

તમોગુણુ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. તે સર્વ પ્રાણીઓમાં મોહ ઉત્પન્ન કરી પ્રમાદ, આળસ અને નિદ્રાવડે તેમને બંધન કરે છે ( ૧૪ ગી. ૮ ). તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇને પ્રમાદમાંજ જોડે છે. ( ૧૪ ગી. ૯ ). તમોગુણુની વિશેષ વૃદ્ધિ થયે અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ અને મોહ ઉત્પન્ન થાય છે. ( ૧૪ ગી. ૧૩ ). મરતી વખતે જેનામાં તમોગુણુની વૃદ્ધિ થયેલી જણાતી હોય તે મૂઢ યોનિમાં જન્મ પામે છે. ( ૧૪ ગી. ૧૫ ). તામસકર્મનું ફળ અજ્ઞાન છે ( ૧૪ ગી. ૧૫ ). તમોગુણુથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. ( ૧૪ ગી. ૧૭ ). તમોગુણુની વૃત્તિમાં રહેલાં પ્રાણીઓ નીચ ગતિને પામે છે. ( ૧૪ ગી. ૧૮ )

કામના સંબંધમાં રજોગુણ ઈચ્છા અને અશાન્તિ ઉત્પન્ન કરે છે. એ અશાન્તિને લીધે સુખનો પ્રાદુર્ભાવ થતો નથી એટલુંજ નહિ પણ તે અનેક અયોગ્ય કર્મ કરાવે છે. અયોગ્ય કર્મ કરવાથી આબરૂ ઓછી થાય છે માટેજ રજોગુણુથી ઉત્પન્ન થયેલો કામ મુખમાં ધુળ નાખનાર કહેલો છે.

**ब्रह्मावेशविरोधी च सद्बुद्धेर्बाधको मतः ॥**
**सत्कर्मनाशकः सर्वप्राकृतासक्तिसाधकः ॥ ३ ॥**

અર્થઃ—( કામ ) એ બ્રહ્મના આવેશનો શત્રુ છે, અને તે સદ્બુદ્ધિની સ્ફુરણા થવામાં બાધકરૂપ માનવામાં આવે છે. તે સત્કર્મોનો નાશ કરે છે, અને સર્વ પ્રાકૃત લૌકિકઆસક્તિને ઉત્તેજન આપે છે.

વિવેચન—જેટલે દરજ્જે લૌકિક વિષયોમાં મન પરોવાયેલું રહે તેટલે દરજ્જે અલૌકિક વિષય—બ્રહ્મ અથવા ભગવાન્-માં મન નાજ રહે એ દેખીતું છે. કામનો વિષય લૌકિક પદાર્થ હોવાથી અને તે લૌકિક પદાર્થમાં મન વારંવાર ગુંથાયલું

રહેવાથી ભગવાનમાં મન રહેજ નહિં. એટલા માટે કામને ભગવાનના આવેશનો શત્રુ અથવા વિરોધી ગણેલો છે. શ્રીમદાચાર્યચરણ પણ 'સંન્યાસનિર્ણય' નામના ગ્રંથમાં કહે છે કે **विषयाक्रांतदेहानां नावेशः सर्वदा हरेः** અર્થાત્ જેઓના શરીરમાં વિષય વ્યાપી ગયો છે તેઓને શ્રીહરિનો આવેશ થવાનો બીલકુલ સંભવ નથી.

કામી પુરૂષને સદ્‌બુદ્ધિ પણ હોતી નથી. કામાવેશ એ રાજસગુણનું કાર્ય હોવાથી જે સદ્‌બુદ્ધિની નિર્ગુણભક્તિ કેસેવામાં જરૂર છે તે સદ્‌બુદ્ધિને કામાવેશ પ્રતિબંધરૂપ નિવડે છે. સદ્‌બુદ્ધિના અભાવે કામી પુરૂષ સતકર્મનો નાશ કરનાર નીવડે છે. સતકર્મ એટલે હરિ સેવા, પ્રભુને પ્રસન્ન કરે એવાં કર્મો, પ્રભુ પરાયણ કર્મો. કામી પુરૂષોથી આવાં કર્મો થઈ શકતાં નથી, તેથી તેમને એવાં કર્મોનો નાશ કરનાર કહેલા છે.

પુષ્ટિ સૃષ્ટિનું પ્રાકટ્ય ભક્તિપ્રચારાર્થ છે, પ્રાકૃતઆસક્તિ સાધવાને નથી. કામથી તો પ્રાકૃતઆસક્તિ સાધવાનું મન થાય છે, એટલે અપ્રાકૃત ભગવદ્‌આસક્તિ સિદ્ધ કરવામાં કામ બાધક છે.

આખા શ્લોકમાં સત્ અસતનો વિવેક બતાવી અસત્ કામથી ચિત્તનો રોધ કરી સત્ શ્રી કૃષ્ણમાં ચિત્તને યોજવું એમ તાત્પર્ય છે.

**चित्ताशुद्धेर्निदानत्वात् चिदुत्पत्तौ च बाधकः ॥**
**भक्तिमार्गमहाद्वेष्टा वैराग्याभावसाधनात् ॥ ४ ॥**

અર્થ:—કામનું મૂળ કારણ ચિત્તની અશુદ્ધિ હોવાથી નિરૂપાધિક ચૈતન્યની ઉત્પત્તિમાં તે બાધકરૂપ છે. તે વૈરાગ્યના અભાવનું સાધન હોવાથી ભક્તિમાર્ગનો મહાદ્વેષ્ટા ( શત્રુ ) છે.

વિવેચન—આ શ્લોકના પૂર્વાર્ધમાં શ્રીકૃષ્ણનું ચિત્ સ્વરૂપ

નિરૂપણ કરી કામનું અચિતત્વ સ્પષ્ટ કરે છે. પુષ્ટિભક્તિમાં ભગવત્ પ્રાકટ્યજ પરમફળ છે. જેમ કાષ્ટમંથનથી કાષ્ઠાંતરગત અગ્નિ પ્રકટ થાય છે તેમ વિપ્રયોગાગ્નિદ્વારા ઇંદ્રિયાદિ મંથનથી હૃદયાંતર્ગત પ્રભુનો પ્રાદુર્ભાવ થાય છે. પ્રભુના પ્રાદુર્ભાવમાં વિપ્રયોગાગ્નિદ્વારા શુદ્ધ હૃદયની અપેક્ષા છે. કામીનું હૃદય કામથી મલિન હોય છે. અશુદ્ધ ચિત્તમાં તેના અધિદૈવતા વાસુદેવનોજ તિરોભાવ, તો પછી ભગવદ્પ્રાદુર્ભાવનો પ્રસંગજ ક્યાં ? કામનો જન્મ ચિત્તની અશુદ્ધિમાંથી થાય છે. ચિત્ત શુદ્ધ થવાને માટે ભગવત્કથા–ભગવદ્વાર્તાનું નિત્ય શ્રવણ મનન વગેરેથી ભગવાનમાં નિત્ય ચિત્ત પરોવાએલું રાખવું. તમામ લૌકિક અલૌકિક કાર્યો ભગવાનને અર્પણ કરવાં, શુદ્ધ મને ભગવાનને અર્પણ કરેલા પદાર્થોનુજ ભોજનમાં સેવન કરવું, તથા શાન્તિ આદિ સદ્‌ગુણોનું સેવન વિગેરે ક્રિયાઓથીજ ચિત્તની શુદ્ધિ થાય છે. આ ક્રિયાઓ જે નિત્ય કરતો નથી તેનું ચિત્ત અશુદ્ધ રહે છે, અને તેમ થવાથી તેમાં કામ વિગેરે અનેક વિકારો પ્રવેશ કરે છે. તેથી ઉપાધિરહિત શ્રીહરિનું ચિંતન થઇ શકતું નથી.

કામને વૈભવની અપેક્ષા હોવાથી તે વૈરાગ્યનો નાશ કરે છે. “વિષય તૃષ્ણા રહિતપણું” એ વૈરાગ્ય એમ શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે. પોતાનું સુખ વિચારે ત્યાં સુધી હરિભક્તિ થઈ શકે નહી માટે કામીને ભક્તિનો દ્વેષી કહેલો છે.

ભક્તિમાર્ગમાં વૈરાગ્યની ખાસ જરૂર છે, કેમકે તેમાં તમામ લૌકિક પદાર્થો ઉપરથી ચિત્તને ખેંચી લઈ માત્ર ભગવાન ઉપરજ સ્નેહ કરવાની જરૂર છે. એટલાજ માટે શ્રીમદાઆચાર્યજી પંચશ્લોકિમાં કહે છે કેઃ–**अनुकूलस्य संकल्पः प्रतिकूलविसर्जनम्** અર્થાત્ ભગવત્ પ્રાપ્તમાં અનુકૂલ વિષયની સારી કલ્પના કરવી, એટલે ભગવત્ સેવામાં સર્વ વસ્તુનો વિનિયોગ કરવો, અને પ્રતિકૂલ વસ્તુનો ત્યાગ કરવો. (વધારે ખુલાસાને માટે શ્રી વલ્લભચરિત્ર પૃષ્ઠ ૧૮૨—૧૮૩ જોવાં ).

પૂર્વોક્ત વૈરાગ્ય વિના ભક્તિ સંભવતી નથી, કામીને પૂર્વોકત વૈરાગ્ય હોતો નથી એટલે કામીને ભક્તિશત્રુ ગણેલો છે. કામીનું મલિન ચિત્ત વિષયમાં હોય છે એટલે તેનાથી હરિ સેવા બનતી નથી. અન્ય સ્થળે શ્રીહરિરાયજી કહે છે કેઃ—

**चित्तदोषे कथं सेवा चेतस्तत्प्रवणं भवेत् ॥**

શિક્ષાપત્ર ૩૦–૧૩

અર્થઃ—ચિત્તમાં દોષ હોય ત્યાં ચિત્તના તત્પ્રવણરૂપ સેવા શી રીતે હોય, અર્થાત્ જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ થઇ નથી, અને કામક્રોધાદિ તેમાંથી ખસ્યાં નથી, ત્યાં સુધી ભગવાનની ચિત્ત પરોવવારૂપ સેવા બની શકતી નથી.

**सर्वत्रापरितोषश्चानेन लोभसमुद्भवात् ॥**
**यथाकथंचित्सांमुख्येंद्रिय वैमुख्यकारकः ॥ ૯ ॥**

અર્થઃ—કામમાંથી લોભની ઉત્પત્તિ થવાથી તેને લીધે સર્વત્ર અસંતોષ પ્રસરે છે, અને જેમ તેમ કરીને ઇંદ્રિયો ભગવત્ સન્મુખ થઈ હોય તો એ લોભ ઇંદ્રિયોને ભગવાનથી વિમુખ કરી દે છે.

વિવેચન—મનમાં કામવાસના ઉત્પન્ન થતાં એ વાસનાને સંતોષવાને દ્રવ્યની જરૂર પડે છે એ જરૂર પુરી પાડવા લોભ ઉત્પન્ન થાય છે.

જેમ કામ મનની સામ્યાવસ્થાનો નાશ કરે છે તેમ લોભ પણ મનની સામ્યાવસ્થાનો નાશ કરે છે. તે કારણથી લોભી મનુષ્ય અમુક કર્મ કર્તવ્ય છે કે નહિ એનો વિવેક કરી શકતો નથી.

મનમાં લોભનો ઉદ્ભવ થતાં સર્વત્ર ઠેકાણે અપરિતોષ (અસંતોષ) ફેલાય છે. મનમાં અસંતોષ થતાં મુખ્ય ઇંદ્રિયો મન, ચક્ષુ વગેરે ભગવાનથી વિમુખ થઇ જાય છે, કેમકે લોભી માણ-

સને એવી શાંતિ ક્યાંથી હોય કે એ ભગવાન સંબંધી વિચાર કરે, કે ભગવત્કથા વાર્તા વાંચે કે સાંભળે.

પુષ્ટિભક્તિમાર્ગમાં તનુજા વિત્તજા સેવા કરવાથી માનસીસેવા સિદ્ધ થાય છે. વૈરાગ્યજ ન હોવાથી તનની કે મનની સેવા ન સંભવે, પણ વિત્તજા સેવા સંભવે એમ કલ્પના કરાય તો તે પણ વ્યર્થ છે. કામમાંથી લોભ પ્રકટ થાય છે. લોભ થયો કે અપરિતોષ થાય છે અને અપરિતોષ થતાં વિત્તજા સેવા કરવામાં પ્રભુનું દ્રવ્ય પ્રભુને સમર્પવામાં ખેદ થાય છે, એટલે યથા તથા ઇન્દ્રિય ભગવત્સન્મુખ થઈ હોય તો પાછી વિમુખ થઈ જાય છે.

**कामलोभौ हरिप्राप्तिप्रतिबंधकपर्वतौ ॥**
**तावुल्लंघ्य न शक्नोति गंतुं कृष्णांतिकं जनः ॥ ६ ॥**

અર્થઃ—શ્રીહરિની પ્રાપ્તિ થવામાં કામ અને લોભ એ બે પ્રતિબંધ કરનારા પર્વતો છે. બે પર્વતોને ઓળંગીને શ્રીકૃષ્ણની સાન્નિધ્યમાં જવાને મનુષ્ય શક્તિવાન થતો નથી, ૬

કોઈપણ સ્થળે પહોંચવાનો માર્ગ સીધો, સરળ અને પ્રતિબંધ વિનાનો હોય તો તે ઉપરનું પ્રયાણ સ્હેલાઈથી થઈ શકે અને જે સ્થળે તે માર્ગ લેઈ જતો હોય તે સ્થળે સાધારણ માણસથી પહોંચી શકાય. પણ રસ્તો ખાડા ખૈયાવાળો, અને ઢાળ ટેકરાવાળો હોય તો વધારે શ્રમ પડે, અને તે રસ્તો કાપવો મુશ્કેલ પડે. વળી તે ઉપરાંત રસ્તામાં નદી નાળાં કે કોતર આવતાં હોય તો તેથી પણ વધારે શક્તિવાનજ તે રસ્તે પ્રયાણ કરી શકે, અને જો રસ્તામાં પર્વતો આવતા હોય તો તો સાધારણ માણસ માટે તે પર્વતો ઓળગી તેની બીજી બાજૂએ જવાનું અશક્યજ બને.

શ્રી હરિરાયજી કહે છે કે ભગવત્પ્રાપ્તિના માર્ગમાં કામ અને લોભ એ મ્હેટા પર્વતો વચમાં આવે છે. કામ અહંતા-

વર્ધક છે, અને કામજન્યલોભ મમતાવર્ધક છે. અહંતા અને મમતા એ બંને ભક્તિમાં પ્રતિબંધક છે, એટલે કામીને ભક્તિમાર્ગ પરવડે નહિ. જેઓને ભગવત્પ્રાપ્તિની ઇચ્છા હોય તેઓએ કામ અને લોભ બંનેને મનમાંથી દૂર કરવા જોઇએ.

જ્યાં સુધી મનમાં કામ અને લોભ રહ્યા હોય ત્યાં સુધી ભગવત્પ્રાપ્તિની આશા કરવી એ કેવળ વ્યર્થ છે.

અન્યસ્થળે શ્રી હરિરાયજી કહે છે કેઃ—

**कामाविष्टे क्रोधयुते संसारासक्तिसंयुते**
**लोभाऽभिभूते सततं धनार्जनपरायणे ॥**

શિક્ષાપત્ર ૩૨. ૧.

અર્થઃ—જે કામથી આવિષ્ટ છે, ક્રોધયુકત છે, સંસારમાં આસક્તિ રાખવાવાળો છે; જે નિરંતર ધન ભેળું કરવામાં તત્પર છે (એના હૃદયમાં શ્રી હરિ કદી પણ પ્રવેશ કરતા નથી ).

**संसार मोहहेतुत्वात् मनोदूषणसाधनम्**
**अतःसेवाविरोधी च यतः सा मानसी मताः ॥७॥**

અર્થ—તે (કામ) સંસારમાં મોહ ઉત્પન્ન કરતા હોવાથી મનને દૂષણવાળું કરવાનું સાધન થાય છે, અને તેથી કરીને તે ભગવત્સેવામાં વિરોધી છે, કેમકે સેવા એ મનનો વિષય માનેલો છે. ૭

વિવેચન—મનમાં કામનો પ્રવેશ થતાં સંસારને વિષે મોહ ઉત્પન્ન થાય છે. મોહ ઉત્પન્ન થતાં મન દૂષણવાળું થાય છે, અર્થાત્ તેની નિર્મળતાનો અને તેના ભાગનો નાશ થાય છે. શ્રીમહાચાર્યચરણ સિદ્ધાન્તમુક્તાવલિમાં ભગવત્પ્રાપ્તિને માટે સહેલામાં સહેલો ઉપાય સેવા બતાવે છે. **चेतस्तत्प्रवणं सेवा** એટલે શ્રી હરિમાં ચિત્ત પરોવવું એને સેવા કહે છે. જે ચિત્તમાં કામનો પ્રવેશ થયો હોય તે ચિત્ત શ્રી હરિમાં પ્રવેશ કરી શકતું નથી, કેમકે કામે તેમાં પ્રવેશ કરવાની શક્તિ હરી લીધેલી

હોય છે. જેના હાથ પગ ભાગેલા હોય તે માણસ જેમ ચાલી કે કામ કરી શકતો નથી તેમ જે મન કામ, ક્રોધ, મોહાદિથી દૂષિત થયેલું હોય તે મન ભગવાનમાં પ્રવેશ કરી શકતું નથી.

સેવા એ માનસીપ્રયોગ છે. શ્રીહરિમાં પ્રવેશ કરવાને દૂષિત મન અશક્તિવાન્ હોવાથી કામ અને તેના અનુયાયીઓને સેવાના વિરોધી કહેવામાં આવ્યા છે.

અન્ય સ્થળે શ્રીહરિરાયજી કહે છે કે,

**स्मर्त्तव्यः सर्वदा कृष्णो विस्मर्त्तव्यं जगत् पुनः ॥**
**प्रपंचस्मरणे कृष्णस्मृति र्नैवभवेदिति ॥**

શિક્ષાપત્ર ૩૦–૧.

અર્થઃ—સર્વદા શ્રીકૃષ્ણ સ્મરણ કરવા યોગ્ય છે, અને જગત્ વિસ્મરણ કરવા યોગ્ય છે. જ્યાંસુધી પ્રપંચનું સ્મરણ હોય ત્યાંસુધી શ્રીકૃષ્ણની સ્મૃતિ હોઇ શકે નહિ.

**निरोधस्य महाञ्छत्रुरन्यस्फूर्तिकरो यतः ॥**
**गुणगानसपत्नोऽपि न रोचंते गुणा यतः ॥ ८ ॥**

અર્થઃ—કામ એ નિરોધનો મહાન્ શત્રુ છે કેમકે તેનાથી અનેક પ્રકારની વૃત્તિઓનું સ્કૂરણ થાય છે. શ્રી હરિના ગુણ ગાનનો પણ તે શત્રુ છે અને તેથી કરીને તેને (કામીપુરૂષને), શ્રી હરિના ગુણનું ગાન રૂચતું નથી. ૮

વિવેચન—નિરોધલક્ષણ નામના શ્રીમહાચાર્યજીએ રચેલા ગ્રંથ ઉપરથી જણાય છે કે ( જુઓ શ્રી વલ્લભચરિત્ર ) શ્રી હરિના ગુણ ગાવામાં નિરંતર મનને રોકવું અને તમામ જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, મન અને દેહના સર્વ વ્યાપાર ભગવાન પરત્વેજ રાખવા, એનું નામ નિરોધ છે. કામ એ આવા પ્રકારના નિરોધનો શત્રુ છે, કેમકે તેને ભગવાનના ગુણગાનની સ્કુર્તિ થતી નથી પણ અન્ય વિષયોની સ્કુર્તિ થાય છે.

કામી મનુષ્ય તો નિરંતર પોતાના કામના વિષયનું, તેમાં જોઇ-તી સામગ્રી અને સાધનોનુંજ ગાન કરે છે. આવા કનિષ્ટ પ્રકારનાં ગુણગાનમાં ગુંથાયલું મન શ્રીહરિના ગુણગાનમાં પ્રવેશ કરી શકેજ નહી. એટલા માટે કામને નિરોધનો મહાન્ શત્રુ કહેલો છે. સ્ત્રીને શોક્ય ન ગમે તેમ કામને પ્રભુના ગુણગાન-રૂપી નિરોધ ગમતો નથી, અને તેજ કારણથી તેમાં એને રૂચિ ઉત્પન્ન થતી નથી.

નિરોધ એટલે માનસીસેવા. પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ એજ નિરોધ છે. પ્રપંચવિસ્મૃતિ એ નિરોધનું પૂર્વ અંગ છે. કામીને પ્રપંચની વિસ્મૃતિ ન હોય. ભગવદાસક્તિ એ નિરોધનું ઉત્તર અંગ છે. ગુણગાન વિના ભગવદાસક્તિ થતી નથી. કામી કામ્યપદાર્થના ગુણગાનમાં ઉન્મત્ત હોય છે; તો તે શ્રીહરિનું ગુણગાન ક્યાંથી કરે ?

**वैराग्यसाधकाः सर्वे कामिनस्ते कथंप्रियाः ॥**
**अत एव हि दृश्यंते गुणश्रवणवैरिणः ॥ ९ ॥**

અર્થઃ–ઉપર કહેલા શ્રી ભગવાનના સર્વગુણો વૈરાગ્ય ઉત્પન્ન કરવાના સાધનરૂપ છે, તેથી કરીને શ્રી હરિના ગુણોનું ગાન કામીપુરૂષને કેમ પ્રિય લાગે ? એ પ્રમાણે હોવાથી કામી પુરૂષો ભગવાનના ગુણશ્રવણને વિષે દુષ્મન હોય એવા જણાયછે.

વિવેચન–શ્રી હરિનું ગુણગાન કરવાનો મુખ્ય હેતુ તમામ લૌકિક પદાર્થો ઉપરથી મનને ખસેડી માત્ર શ્રીહરિના ઉપર તેને ચોટાડવું એ છે, એમ કરવાનો ઘણો મહાવરો થવાથી પ્રભુ ઉપર સ્નેહ ઉત્પન્ન થાય છે અને તે સ્નેહ (**रागविनाशः**) રાગને તોડનાર હોવાથી પ્રભુમાં આસક્તિ ઉત્પન્ન કરી ( **गृहारूचिः** ) ઘર સ્ત્રી પુત્ર વગેરે ને વિષે અરૂચિ પેદા કરે છે, અર્થાત્ વૈરાગ્ય ઉત્પન્ન કરે છે ( જુઓ ભક્તિવર્ધિની શ્લોક ૪ ). એ ઉપરથી જણાશે કે પ્રભુના ગુણગાનથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, પરંતુ

કામી મનુષ્યનો તમામ મનોવ્યાપાર એ સઘળા લૌકિક પદાર્થો ઉપર પ્રીતિની વૃદ્ધિ કરવાના હેતુવાળો હોવાથી તે પ્રભુના ગુણ શ્રવણનો શત્રુ જોવામાં આવે છે.

સારાંશ એ છે કે ભગવદ્ગુણગાન કરવામાં આવે તો ભગવાન્ પ્રપંચરાગના વૈરી હોવાથી વૈરાગ્ય સિદ્ધ કરી દે છે, પણ કામીને તો વૈરાગ્ય વિષતુલ્ય છે માટે કામીને ભગવદ્ગુણ કેમ પ્રિય હોઈ શકે ? તે કારણથી કામીને ગુણ શ્રવણના વૈરી કહેવામાં આવે છે.

**क्रोधःस्वकार्यकरणाल्लोभः प्राप्त्यापि शाम्यति ॥**
**घृतहोमे वह्निरिव कामो भोगेन वर्धते ॥ १० ॥**

અર્થઃ—પોતે ધારેલું કાર્ય સિદ્ધ થયેથી ક્રોધ શાન્ત થાય છે. ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત થયેથી લોભની શાન્તિ થાય છે, પરંતુ ઘી હોમવાથી જેમ અગ્નિ વૃદ્ધિને પામે તેમ કામ ભોગથી વૃદ્ધિને પામે છે. ૧૦

વિવેચન—અમુક માણસ અમુક રીતે વર્તતો ન હોય તે કારણથી આપણને તેના ઉપર ક્રોધ થાય તો તે ક્રોધ તે માણસ આપણા ધાર્યા પ્રમાણે વર્ત્યેથી ઉતરી જાય છે. આપણને અમુક પદાર્થ જોઇતો હોય, અને કોઈ માણસ આપણને તે પદાર્થ લેવા દેતો ન હોય તેથી આપણે તેના ઉપર ગુસ્સે થઇએ, પણ એ ગુસ્સો એ પદાર્થ આપણને લેવા દીધાથી ઉતરી જાય છે.

જે કારણથી ક્રોધ ઉત્પન્ન થયો હોય તે કારણ દૂર થતાં ક્રોધની શાન્તિ થાય છે, એજ પ્રમાણે લોભનું પણ છે, પરંતુ કામની બાબતમાં તેમ થતું નથી.

અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે. તેવીજ રીતે જેમ જેમ કામ તૃપ્ત કરવામાં કે ભોગવવામાં આવે છે તેમ તેમ તે વૃદ્ધિને પામે છે. એ કારણને લીધે લોભ અને ક્રોધના કરતાં કામને પ્રભુપ્રાપ્તિના વિષયમાં વધારે બળવાન્ શત્રુ ગણવામાં આવે છે.

**कामेन नाशितमतिः प्रतिषिद्धे प्रवर्तते ।**
**अगम्यागमने चौर्ये तथैवाभक्ष्यभक्षणे ॥११॥**

અર્થ:—કામથી હણાયલી બુદ્ધિ શાસ્ત્રોએ નિષિદ્ધ કરેલા કર્મોમાં, અગમ્યગમન, ચોરી અને અભક્ષ્યભક્ષણમાં પ્રવર્તે છે.

વિવેચન—કામથી બુદ્ધિ શીરીતે હણાઈ જાય છે તે પૂર્વે પહેલા શ્લોક નીચેના વિવેચનમાં સમજાવવામાં આવ્યું છે. એ હણાઈ ગયેલી બુદ્ધિ સારા અને શાસ્ત્રવિહિત કર્મોમાં રૂચિવાળી હોતી નથી, પણ શાસ્ત્રોએ મના કરેલાં કર્મોમાં જોડાય છે. એવી બુદ્ધિવાળો કામીમાણુસ જેઓની સાથેનો આડો વ્યવહાર શાસ્ત્રોએ તેમજ ઉત્તમ લૌકિક નીતિ વ્યવહારે નિષેધ કરેલો છે તેઓની સાથે સમાગમ કરવાને અટકતો નથી. પોતાની પાશવ વાસનાઓને સંતોખવા કામી ચોરી, ઠગાઇ, તેમજ અભક્ષ્ય ( ન ખાવા લાયક વસ્તુ ) નું ભક્ષણ કરે છે.

ભક્તની બુદ્ધિ અપ્રતિષિદ્ધ પદાર્થ તરફ વળે છે. ભગવન્મંદિરાદીજ ભક્તનાં ગંતવ્યસ્થાન છે. ભક્ત ચૌર્યાદિ દોષથી રહિત હોય છે, અને ભગવત્સમર્પિત પદાર્થનું ભક્ષણ કરે છે. કામીને આ ચારે પાલવતાં નથી.

**यत उत्पद्यते क्रोधो महद्द्रोहसमुद्भवः ।**
**लोभोऽपि जायते तस्मात् स चार्थविषयो भवेत् ॥१२॥**

અર્થ:—કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે, અને તેથી મ્હોટાની સાથે વિરોધ પેદા થાય છે, કામમાંથી લોભ પણ ઉત્પન્ન થાય છે, અને અર્થ અથવા દ્રવ્ય એ લોભનો વિષય થાય છે.

વિવેચન--કામને લીધે બુદ્ધિ હીન થતાં કામી માણુસ ઇચ્છિત વિષયની યોગ્યાયોગ્યતા તપાસી શકતો નથી, અને તેથી મોટા માણુસો સાથે વૈર થાય છે. કેટલીક વખત ચાકર, ખવાસ કે નોકરને પોતાના અન્નદાતાની કોઈ સગી સ્ત્રી તરફ

દુર્મતિ ઉત્પન્ન થતાં વિરોધ ઉત્પન્ન થાય છે, અને એ વિરોધનું પરિણામ વખતે મોતમાં આવે છે. કામ પૂર્ણ કરવાનાં સાહિત્યો પ્રાપ્ત કરવામાં દ્રવ્ય મદદગાર થઇ પડે છે, તેથી કામમાંથી દ્રવ્ય પ્રાપ્ત કરવા રૂપ લોભની ઉત્પત્તિ થાય છે. યોગ્ય માર્ગે દ્રવ્ય પ્રાપ્ત કરવાને કામી માણસ અશક્ત હોય છે ત્યારે તે પ્રાપ્ત કરવાને તે ગમે તેવાં અયોગ્ય કર્મો કરવાને અચકતો નથી.

કામને લીધે મ્હોટા પુરૂષો સાથે વૈર ઉત્પન્ન થયાના હજારો દાખલા પુરાણો અને ઇતિહાસો ઉપરથી મળી આવે છે. એ બાબતનો જથાબંધ પુરાવો ફોજદારી અદાલતો હરહમ્મેશ પુરો પાડે છે.

દ્રવ્યમાં કેટલા અનર્થ રહેલા છે તે નીચેના શ્લોકથી બતાવવામાં આવે છે.

**सोऽर्थः पंचदशानर्थमूलं तत्र प्रवर्तते ।**
**कामेनैव हि कार्पण्यं कामिनीषु सतां मतम् ॥१३॥**

અર્થઃ—તે અર્થ (દ્રવ્ય) (નીચે જણાવેલા) પંદર અનર્થનો મૂળરૂપ હોવાથી સર્વ અનર્થો કામી પુરૂષમાં પ્રવેશ કરે છે. કામને લીધે કામિનીઓ પરત્વે કામીપુરૂષને દીનતા (કાર્પણ્ય) પ્રાપ્ત થાય છે એમ મ્હોટા પુરૂષોએ માનેલું છે.

**स्तेयं हिंसानृतं दंभः कामः क्रोधः स्मयो मदः ।**
**भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानिच ॥**

અર્થઃ—૧ સ્તેય ( ચોરી ), ૨ હિંસા, ૩ અનૃત ( જુઠું બોલવું ), ૪ દંભ ( ડોળ ), ૫ કામ, ૬ ક્રોધ. ૭ સ્મય ( ગર્વ ) ૮ મદ, ૯ ભેદ, ૧૦ વૈર, ૧૧ અવિશ્વાસ, ૧૨ સંસ્પર્ધા (ઇર્ષ્યા) ૧૩ સુરત, ૧૪ દ્યૂત ૧૫ મદ્ય.

વિવેચનઃ-વ્યસનોમાં સુરત, દ્યૂત અને મદ્યનો સમાસ થાયછે.

ઉપર કહેલા પંદર અનર્થો દ્રવ્યમાં રહેલા હોવાથી કામીપુરૂષોમાં એ સર્વ અનર્થો પ્રવેશ કરે છે.

કામીમનુષ્યો જે સ્ત્રીને વિષે આસક્તિવાળા હોય છે તે સ્ત્રીઓ પરત્વે **दासोऽहं तवास्मि** ( હું તારો દાસ છું ) એ પ્રમાણે રહે છે. કામને લીધે તેઓનામાં એટલી બધી દીનતા ( કાર્પણ્ય ) વ્યાપી ગઈ હોય છે કે રખેને મને આ સ્ત્રી છોડી દેશે કે તે નારાજ થશે અને તેથી મ્હારા વિલાસમાં ખલેલ પ-ડશે, એ ભયથી તેઓ સ્ત્રીઓની અપમાનકારક વાણી અને વ-ર્ત્તણુંક મુંગે મોઢે સહન કરે છે.

કામમાંથી લોભ ઉત્પન્ન થાય છે, અને લોભ અર્થવિષયક છે એમ પૂર્વે કહેવામાં આવ્યું છે. હવે અર્થના સ્વરૂપનો વિચાર કરતાં નિશ્ચય થાય છે કે અર્થ એજ અનર્થ રૂપ છે.

મોટા મોટા ભગવદીયોનો પણ કામે નાશ કરી નાંખ્યો એ સ્પષ્ટ કરી તેના પ્રાબલ્યનું હવે નિરૂપણ કરવામાં આવે છે.

**प्रार्थयंति यतस्तुच्छां प्रवेश्य वदने करम्**
**प्रियव्रतसुतो राजा भ्रष्टः कामेन सत्फलात् ॥ १४ ॥**
**आग्नीध्रो विषयावेशादुर्वशीलोकमापितः ॥**
**कामेन कश्यपो दैत्योत्पादने हेतुतां गतः ॥ १५ ॥**
**निवृत्तसंध्यानियमः पत्निप्रार्थनमोहितः ॥**
**कामेन च शिवः कृष्णयुवतीरुपवांचितः ॥ १६ ॥**

અર્થઃ—કામને લીધે કામી લોકો તુચ્છ સ્ત્રીઓનાં મોંમાં આંગળી ઘાલી તેમની પ્રાર્થના કરે છે. કામને લીધે પ્રિયવ્રત રાજાનો પુત્ર આગ્નીધ્ર ભગવત્પ્રાપ્તિરૂપ સત્ફલથી ભ્રષ્ટ થયો હતો અને તેને વિષયાવેશ હોવાથી તે ઉર્વશીના લોકને પામ્યો હતો. કશ્યપ પ્રજાપતિ જે સંધ્યાની ક્રિયાઓથી પરવાર્યા હતા તે પોતાની પત્નિની પ્રાર્થનાથી મોહિત થઇને કામને લીધે દૈ-ત્યોની ( હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુની ) ઉત્પત્તિના કારણ ભૂત થયા હતા. તેમજ કામને લીધે શ્રીમહાદેવજી શ્રીકૃષ્ણના મોહિની સ્વરૂપથી મોહ પામીને છેતરાયા હતા.

વિવેચન:–કામને લીધે કામી મનુષ્યો દીન થઈ પોતાની મોહમૂર્તિમય તુચ્છ અથવા હલકી સ્ત્રીઓને મ્હોંમાં તરણું ઘાલી કરગરે છે; અર્થાત્ તેમને ખુશી રાખવાને પોતે પોતાનાં માન, આબરૂ, પદવી, કર્તવ્ય તમામને ભૂલી જઇ માત્ર તેમની મરજી સંપાદન કરવાની ખાતર તેમની ખુશામત કરે છે. કામને અભાવે જે સ્ત્રીઓ બિલકુલ માન આપવાને પાત્ર ન હોય એવી હલકી નિર્લજ્જ અને ભ્રષ્ટ સ્ત્રીઓ પ્રત્યે કામી મનુષ્યોની આવી ભક્તિ થઇ જવાથી તેમનાં ઐહિક અને પારલૌકિક કલ્યાણનો સર્વ પ્રકારે નાશ થાય છે.

કામની સત્તા માત્ર રેંજીપેંજી માણસો ઉપર ચાલે છે એમ નથી, પણ તે મહાત્માઓ અને દેવોના ઉપર પણ ચાલે છે એમ બતાવવા શ્રી હરિરાયજી પૌરાણિક દૃષ્ટાન્તો આપે છે.

આગ્નીધ્રરાજા:—આગ્નીધ્રરાજા પ્રિયવ્રતનો પુત્ર હતો. તે ધર્મ તરફ દૃષ્ટિ રાખીને જંબુદ્વિપની પ્રજાનું પેટની પ્રજા પેઠે પાલન કરતો હતો. તેને કોઇક દિવસે પુત્રની ઇચ્છા થઇ, તેથી તે મંદરાચલની ગુફામાં ગયો અને ત્યાં પ્રજાપતિયોના પતિ ભગવાન્ બ્રહ્માનું તપશ્ચર્યાવડે આરાધન કરવા મંડયો. એ તપશ્ચર્યા જોઇને બ્રહ્માજીએ પૂર્વચિત્તિ નામની અપ્સરાને તેની પાસે મોકલી. તેના નૂપુરનો મનોહર ઝણકાર સાંભળી આગ્નીધ્રની સમાધિ છુટી ગઈ. તે અપ્સરાનાં આનંદપ્રદ ગતિ, વિહાર, લજ્જા, વિનયપૂર્વક ઈક્ષણ ( જોવું ), મધુર ભાષણ અને શરીરના સુંદર અભિનય (લટકાં) આ સર્વ કામોદ્દીપક હતાં. આવી મનોહારી અપ્સરાને જોઇ આગ્નીધ્રરાજાએ તેને આધીન થઇ જઈ કહ્યું કે:–હું તમોને અનુકૂળ થયો છું માટે તમારૂં મન હોય ત્યાં ભલે મને લેઈ જાઓ અને તમારી સખીઓ પણ મને અનુકૂળ થાઓ તથા હરિણીઓ જમણી તરફ ઉતરો.

બુદ્ધિ, શીલ, રૂપ, યૌવન, લક્ષ્મી અને ઉદારતાથી આ-

ક્ષિપ્ર મનવાળી પૂર્વચિત્તિ અપ્સરા તે મહા શૂરવીર આગ્નીધ્રરાજાની સાથે રહીને હજારો વર્ષ સુધી પૃથ્વી તથા સ્વર્ગના ભોગ ભોગવવા લાગી. રાજા આગ્નીધ્રે એ સ્ત્રીને વિષે નાભિ વગેરે નવ પુત્રો ઉત્પન્ન કર્યા. એ નવ પુત્રોને રાજાનાજ ઘરમાં મુકીદઈ પૂર્વચિત્તિ પાછી બ્રહ્માની પાસે ગઈ. આગ્નીધ્રરાજા કામનો ઉપભોગ કર્યા છતાં તૃપ્ત થયો નહોતો, અને પ્રતિદિન તે અપ્સરાનેજ અધિક માનતો હતો. તેથી તે વેદોક્ત કર્મો કરીને અપ્સરાના લોકમાંજ ગયો. આ કથા શ્રીમદ્ભાગવતના પંચમ સ્કંધના બીજા અધ્યાયમાં છે.

બ્રહ્મા રજોગુણી હોવાથી આગ્નીધ્રરાજાને રજોગુણથી ઉત્પન્ન થયેલા કામની પ્રાપ્તિ થઈ. એ વાત ઉપરથી જાણવું જોઇએ કે રજોગુણી બ્રહ્મા કે તમોગુણપ્રધાન રૂદ્રની ઉપાસના ભગવત્પ્રાપ્તિના કાર્યમાં યોગ્ય નથી, પણ નિર્ગુણ શ્રી કૃષ્ણ પરમાત્માનીજ ઉપાસના કર્તવ્ય છે.

કશ્યપઋષિની કથાઃ—કશ્યપઋષિ મરીચિઋષિના પુત્ર હતા. એ પ્રજાપતિઓમાંના એક હતા. એ દક્ષ પ્રજાપતિની તેર દીકરીઓ વેરે પરણ્યા હતા. આ તેર પૈકીની એક દિતિ હતી. એક દિવસે સંતાનની ઇચ્છાવાળાં અને કામથી પીડાયલાં દિતિ યજ્ઞશાળામાં એકાગ્રચિત્તથી બેઠેલા પોતાના ભર્તા કશ્યપની પાસે જઈ કહેવા લાગ્યાં કે હે વિદ્વન્! મદોન્મત્ત હાથી જેમ કેળને બળાત્કારથી પીડે તેમજ આ કામદેવ હાથમાં ધનુષ લેઈ પોતાનું પરાક્રમ પ્રકટ કરીને તમારે માટે મને દીનને બહુજ પીડે છે. માટે હે નાથ, પુત્રવાળી શોકયોની સંપત્તિથી બળી મરતી એવી જે હું તેના ઉપર આપ અનુગ્રહ કરો, અને તમારૂ કલ્યાણ થાઓ. જે સ્ત્રીઓને પતિના તરફથી બહુજ માન મળે છે, તથા તપસ્વી મુનિઓ જે સ્ત્રીઓમાંથી પ્રજારૂપે ઉત્પન્ન થાય છે તે સ્ત્રીઓનો યશ લોકોમાં ફેલાય છે. માટે મારી કામના પૂર્ણ કરો. આ પ્રમાણે કામની વૃદ્ધિથી મોહિત થયેલી

કૃપણુ દિતિનો તે નિષિદ્ધ કર્મમાં આગ્રહ જાણીને કશ્યપઋષિએ ભાવી દૈવને પ્રણામ કરી દિતિની મનકામના પૂર્ણ કરી. પછી સ્નાન કરી પ્રાણાયામ કરી, મૌન ધારણ કરી તે ઋષિ શુદ્ધ સત્ત્વમૂર્તિ એવા જ્યોતિર્મય બ્રહ્મનું ધ્યાન કરતા ગાયત્રીનો જપ કરવા લાગ્યા. ત્યાર પછી દિતિ પોતાનાં નિંદિત કર્મથી લજાઇ ગયાં અને પોતાના પતિની પાસે આવી આ પ્રમાણે કહેવા લાગ્યાં:—

હે બ્રહ્મન્! મેં જેનો અપરાધ કર્યો છે તે રૂદ્રદેવ સર્વ પ્રાણીઓના પતિ છે. તે ભૂતોના સ્વામી મહાદેવ આ મારા ગર્ભનો નાશ કરશો મા. નિર્દય પુરૂષોના ઉપર દયા કરવા યોગ્ય શંકર અમો સ્ત્રી જાતિ ઉપર પ્રસન્ન થાઓ.

સાયંકાળના નિયમને પૂર્ણ કરીને કશ્યપઋષિ બોલ્યા: "હે કલ્યાણી! હે ક્રોધી સ્ત્રી! તારા મનના અપવિત્રપણાને લીધે, સંધ્યાકાળરૂપી દુષ્ટ સમયને લીધે, મારી આજ્ઞા ઉલ્લંઘન કરવાને લીધે, અને રૂદ્રના સેવકોનો અપરાધ કરવાને લીધે તારા ઉદરમાં અધમ તથા દુષ્ટ બે પુત્ર ઉત્પન્ન થશે અને ભૂલોક સહિત આ ત્રણે લોકને વારંવાર દુખી કરશે, અને જ્યારે ઘણો જુલમ થશે ત્યારે ભગવાન્ અવતાર ધારણ કરી તારા પુત્રોનો નાશ કરશે."

તે પછી કેટલેક કાળે હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એ બે દૈત્યોને દિતિએ જન્મ આપ્યો. (ભાગવત સ્કંધ ૩. અધ્યાય ૧૪ થી ૧૭)

એ પ્રમાણે કામને લીધે કશ્યપઋષિ પણ દૈત્યોરૂપી અનિષ્ટ પરંપરાની ઉત્પત્તિના કારણભૂત થયા હતા.

**શ્રી મહાદેવજીની કથા:**—શ્રીહરિએ સ્રીના રૂપથી દૈત્યોને મોહિત કરી દેવોને અમૃત પાયું. આ વાત સાંભળીને જ્યાં ભગવાન્ બિરાજતા હતા ત્યાં આગળ તેમનુ સ્વરૂપ જોવા માટે

મહાદેવ પાર્વતી સાથે નંદીશ્વર ઉપર બેસી પોતાના પાર્ષદોથી વિંટળાઇને ગયા. ભગવાને શંકરનો તથા પાર્વતીનો આદર સાથે સત્કાર કર્યો. શંકરે પણ સારી રીતે બેઠા પછી ભગવાનનો સામો સત્કાર કર્યો, અને મંદમંદ હસતાં નીચે પ્રમાણે કહ્યું:— "હે દેવના દેવ ! હે જગત્ વ્યાપક ! હે જગતના સ્વામિ ! હે જગન્મય ! તમે સર્વ પદાર્થોના આત્મારૂપ છો, કારણરૂપ છો, અને ઇશ્વર છો. જગતમાં જે આદિ, અંત અને મધ્ય છે તે તમારામાં નથી. દૃશ્ય–દ્રષ્ટા અને ભોગ્ય–ભોક્તા જેનાથી જુદાં નથી તે સત્ય અને ચૈતન્યઘન પરબ્રહ્મ આપ છો. મોક્ષની ઇચ્છાવાળા મુનિઓ નિષ્કામ થઇને આ લોકની તથા પરલોકની આસક્ત છોડી તમારાંજ ચરણારવિંદની ઉપાસના કરે છે. તમે પારપૂર્ણછો, સર્વ સુખરૂપછો, ગુણરહિતછો તેથી શોક વિનાના છો, અને તેથીજ વિકાર વિનાના છો, આનંદસ્વરૂપ છો, સર્વ સ્વરૂપ છો, અને સર્વથી ભિન્ન એવા પરબ્રહ્મ છો, તથાપિ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર છો. જીવોને જુદાં જુદાં ફળ આપનાર છો. તમારે કોઇની પણ અપેક્ષા નથી. પરંતુ જીવોને તમારી અપેક્ષા છે; માટે તમારૂં જે ઐશ્વર્ય છે તે ભકતોના અનુગ્રહને માટે છે પણ તમારે પોતાને માટે નથી. કુંડળ કડાંના આકારમાં બનેલું સોનું, તથા વિશેષ આકાર વિનાનું સોનું એ બન્ને જેમ એકજ છે તેમજ કાર્ય–કારણરૂપ દ્વૈત તથા તેનું પરમ કારણ તમે એકજ છો. ગુણોવડે અનેક લીલા કરનાર આપના બીજા અવતારો મેં જોયા છે. હવે આપે જે મોહિની સ્વરૂપ ધર્યું હતું તે સ્વરૂપ જોવાની ઇચ્છાથી અમે આવ્યાં છીએ, કારણ કે અમને તે સ્વરૂપ જોવાની અત્યંત ઉત્કંઠા છે."

આ પ્રમાણે શંકરે ભગવાન્ વિષ્ણુની પ્રાર્થના કરી એટલે ભગવાન્ ભાવવડે ગંભીરતાથી હસીને શંકર પ્રત્યે કહેવા લાગ્યા:- જ્યારે દૈત્યો અમૃતકલશ લેઈ ગયા ત્યારે દેવતાઓનાં કાર્ય કરનારા મેં, દૈત્યોને મોહિત કરવા માટે, સ્રીનું રૂપ ધારણ કર્યું

હતું. હે દેવ શ્રેષ્ઠ! તે સ્વરૂપ કે જે કામિયો બહુ ઉત્તમ માને છે અને જેમાંથી કામની ઉત્પત્તિ થાય છે તે મોહિનીરૂપ તમે જોવાની ઇચ્છાવાળા છો તો તમને હું દેખાડું છું."

આ પ્રમાણે કહેતાંવાર ભગવાન ત્યાંજ અદૃશ્ય થઈ ગયા અને શંકર ઉમાની સાથે ચારે તરફ દૃષ્ટિ કરતા બેસી રહ્યા. એટલામાં શંકરે ત્યાં આગળ એક વિચિત્ર જાતના પુષ્પોવાળાં તથા નવપલ્લવ રાતાં પાંદડાંવાળાં વૃક્ષોનું એક ઉપવન દીઠું અને તે ઉપવનમાં દડાની રમત રમતી એક સુંદર સ્ત્રીને દીઠી. તે જમણા હાથથી દડાને ઉછાળતી હતી અને પોતાની લીલાથી જગતને મોહિત કરતી હતી. લાવણ્યમયી, મનોહારી એ રમણીને સ્મિતહાસ્ય કરતી, અને હૃદય-વેધક કટાક્ષો મારતી જોઇને શંકર તેના ઉપર મોહિત થઈ ગયા. તેણે શંકરના વિવેકનો નાશ કર્યો તેથી કામથી વિહ્વલ એવા શંકર પાર્વતીના દેખતાંજ લજ્જા મૂકીને તેની પાછળ દોડ્યા. એ પ્રમાણે શ્રી મહાદેવજી પણ કામથી પરાજય પામ્યા હતા.

**कामेन नारदः षष्टिपुत्रानजनयत्स्वतः**
**गर्वाभावाय हरिणा दत्तः कामो महाशनः ॥ १७**

અર્થઃ--કામથી દોરાઇને નારદજીએ પોતાના શરીરથી સાઠ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. શ્રી હરિએ મનુષ્યનો ગર્વ ઉતારવાને માટે તેમની પાછળ સર્વભક્ષી કામને મુકયો છે.

વિવેચન—શ્રી નારદજીને ગર્વ થયો કે મારા સમાન કોઈ ભગવદ્‌ભક્ત નથી. એમના ગર્વનું નિવારણ કરવા શ્રી હરિએ મહાશન કામ નારદજીમાં મુકયો. કામને વિવશ થઈ નારદજીએ ૬૦ પુત્રોને જન્મ આપ્યો.

માણસને ગર્વ ન રહે એને માટે પ્રભુએ કામને મુકેલો છે.

ગર્વ ( અહંકાર, દર્પ ) ઉતારવાને કામજ સબળ છે, કારણકે કામીને કામ્યવિષય કે વ્યક્તિની અપેક્ષા (પરવા) રહે

છે, અને તેથી તેના આગળ તેનો ગર્વ ગળી જાય છે. જો માણસને કામવાસના હોય નહિ તો, તેને કશાની અપેક્ષા નહિ રહેવાથી તેનો નિરપેક્ષ ગર્વ નિરંતર વધ્યાંજ કરે. એ કારણથી શ્રી હરિરાયજી કહે છે કે કામ એ ગર્વ ટાળવાને માટે છે.

**कामेन भरतस्यापि हरिणत्वं भवांतरे ॥**
**पुरंजनोऽपिकामेन स्त्रीयोनिमुपलब्धवान् ॥ १८ ॥**

અર્થ:—કામને લીધે (આસક્તિને લીધે) ભરતજીને પણ બીજા જન્મમાં હરણના દેહની પ્રાપ્ત થઇ હતી, અને કામથી (વિષયવાસનાથી) પુરંજન રાજાને પણ સ્ત્રીનો અવતાર પ્રાપ્ત થયો હતો.

વિવેચન—પુરંજન રાજા સ્ત્રીમાં ઘણો લોભાયો હતો તેથી એને સ્ત્રીનો અવતાર ધારણ કરવો પડયો હતો.

ભરતજીની વાર્તા—એક દિવસે ભરતજી શારીરિક ક્રિયાઓથી પોહોંચી ગંડકી નદીને કાંઠે નિત્ય નિયમથી પરવારી ૐકારનો જપ કરતા બેઠા હતા, એટલામાં સામે કાંઠેથી વાઘની બીકથી ઠેકેલી એક મૃગલીનો ગર્ભ નદીમાં પડતો અને તણાતો તેમણે દીઠો. તે ઉપરથી તેમણે દયાથી આર્દ્ર થઈ તે મૃગલીના તરતના જન્મેલા બચ્ચાને પાણીમાંથી કાઢી લીધું, અને પછીથી તેનું પાલણ પોષણ તેમણે કરવા માંડયું, અને તેમની ઘણી આસક્તિ બંધાઇ ગઈ, અને તે આસક્તિ એટલી પ્રબળ થઇ કે તે પોતાનું તપ અને ધર્મક્રિયાઓ ભુલ્યા, અને તેથી કરીને તેમને એક પામર મનુષ્યની પેઠે મૃગનો અવતાર આવ્યો. (શ્રીમદ્ ભાગવત સ્કં. ૫–અધ્યાય ૮.)

**कामेन वेदगर्भोऽपि स्वसुतायां तथाकरोत् ॥**
**तेनैव रावणो बुद्धिं रमायामन्यथाकरोत् ॥ १९ ॥**

અર્થ:—કામથી બ્રહ્માજીને પણ પોતાની પુત્રી સરસ્વતીને

વિષ વિષયભાવના થઈ હતી, અને તેજ કામને લીધે રાવણની પણ સીતાજી પ્રત્યે વિપરીત બુદ્ધિ થઈ હતી.

વિવેચનઃ—લંકાના રાજા રાવણે શ્રી રામચંદ્રજીની સતી સ્ત્રી સીતાજીનું હરણ કીધું હતું અને તેમાં તેણે વિષયબુદ્ધિ રાખી તેથી તેના પરિણામે તે અને તેનું આખું કુટુંબ નાશ પામ્યું હતું. આ કથા શ્રી રામાયણ નામના મહાકાવ્યમાં સુપ્રસિદ્ધ છે.

બ્રહ્માની કથાઃ—જગતના પિતા બ્રહ્માની અધર્મથી ભ્રષ્ટ થયેલી બુદ્ધિને લીધે કામના વેગને ન રોકતાં તેને આધીન થઇને દોષદૃષ્ટિથી પુત્રી સરસ્વતી પ્રત્યે જવા રૂપી કૃતિનું આખ્યાન પણ કામની સબળતા સાબીત કરે છે. ( શ્રીમદ્ ભાગવત સ્કં. ૩ અધ્યાય ૨૨).

**एवं हि बहवोनष्टाः कामेनैव हि साधवः**
**भक्तिमार्गे विरोधस्तु तत्र कामः कृतो महान् ॥ २० ॥**

અર્થઃ—એવી રીતે ઘણા ઘણા સાધુ પુરૂષો કામને લીધે ખુવાર થયેલા છે. વળી ભક્તિમાર્ગને વિષે પણ તે કામનો સંબંધ મહા વિરોધી અથવા શત્રુરૂપ છે.

વિવેચનઃ—ઉપર જે દાખલાઓ આપ્યા તે ઉપરથી જણાશે કે કામથી ઘણા સાધુ પુરૂષો નષ્ટ થયા છે. ભક્તિમાર્ગને વિષે તો કામનો સંબંધ મહા શત્રુરૂપ ગણાય છે. ભક્તિનાં મુખ્ય ત્રણ અંગ છે. ૧ પ્રભુના માહાત્મ્ય જ્ઞાનની પ્રાપ્તિ, ૨ પ્રભુ ઉપર સર્વથી અધિક સ્નેહ રાખવો તે, અને ૩ પ્રભુમાં નિરંતર ચિત્તને પરોવવું તે. આ ત્રણે અંગોને કામ ખંડિત કરે છે.

કોઈ કામ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની મનમાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થવાની સાથે પ્રભુનું માહાત્મ્યજ્ઞાન સંપાદન કરવાને, કથા, વાર્તા, વાંચન, લેખન વગેરે પ્રકારે જે વખત ગાળવામાં આવતો હોય, તે વખત એ વસ્તુ પ્રાપ્ત કરવામાં વાપરવાને મન લલચાયા વગર રહેતું નથી.

કામ્ય વિષયરૂપ જે વસ્તુ હોય તે વસ્તુ પ્રાપ્ત કરવાની જેટલે દરજ્જે પ્રીતિ થાય, તેટલે દરજ્જે ભગવાન્ પ્રત્યેની પ્રીતિમાં ન્યૂનતા થયા વગર રહેતી નથી.

જેટલે દરજ્જે કામ્ય વિષયરૂપ વસ્તુ પ્રાપ્ત કરવામાં ચિત્ત રાખવામાં આવે તેટલે દરજ્જે ભગવાન્માં ચિત્તની એકાગ્રતા કરવાનું બની આવતું નથી.

એ રીતે કામ સર્વ પ્રકારે ભક્તિને વિષે શત્રુરૂપ નીવડેછે.

**कामिनः फलवांछातः शरणं नैव सिध्यति ।**
**सापेक्षस्यतु सर्वत्र दुर्लभं हि समर्पणम् ॥ २१ ॥**
**तदभावे तदीयत्वं सर्वथैव हि दुर्लभम् ।**
**साधारण्येव बुद्धिः स्यात्तेन लीलास्थितेष्वपि ॥२२॥**

અર્થઃ—કામીપુરૂષને ફળની ઇચ્છા હોવાથી તેને શ્રીહરિનુ શરણુ સિદ્ધ થતું નથી; કેમકે ફળની અપેક્ષાવાળાને શ્રીહરિને વિષે સમર્પણુ કરવાની બુદ્ધિ થવી એ સર્વ પ્રકારે દુર્લભછે. ૨૧

સમર્પણુને અભાવે ભગવદીયપણું સર્વ પ્રકારે દુર્લભ છે. કામને લીધે ભગવાનની લીલામાં રહેલા ભક્તજનોના સંબંધમાં સાધારણ લૌકિક બુદ્ધિ થાય છે. ૨૨

વિવેચન—કામીપુરૂષને ફલની ઈચ્છા હોય છે. એ ઇચ્છા એટલી બધી પ્રબળ હોય છે કે એ ઇચ્છાવાળો મનુષ્ય એ કામનાજ વિષયને પોતાની નજર આગળ નિરંતર દેખે છે; તે કારણુથી એના મનની તમામ વૃત્તિઓનો એ વિષયમાંજ નિરોધ થાય છે. એ પ્રમાણે જેનુ મન વિષયમાંજ ગુંથાયલું હોય તે શ્રી હરિનું શરણુ શી રીતે પ્રાપ્ત કરી શકે ?

શ્રીહરિનું શરણુ પ્રાપ્ત કરવામાં સર્વ વસ્તુઓ શ્રી હરિને સમર્પણુ કરવાની છે, એટલુંજ નહિ પણુ શરીર, ઇન્દ્રિયો અને મનના તમામ વ્યાપાર પ્રભુનેજ અર્પણુ કરવાની જરૂર છે. જ્યાં સુધી સર્વ વસ્તુઓ ભગવાનને સમર્પણુ ન કરી હોય ત્યાં સુધી

પ્રભુનુંજ શરણુ, પ્રભુનો આશ્રય થઈ શકતો નથી. જ્યાં સુધી એમનો આશ્રય સિદ્ધ ન થાય ત્યાં સુધી એમની પ્રાપ્તિ પણ થઈ શકે નહિ.

સમર્પણુથીજ ભગવદ્દીયપણું પ્રાપ્ત થાય છે.

મનમાં જ્યાં સુધી કામવાસના હોય ત્યાં સુધી ભગવાનની લીલામાં રહેલા જીવોના સંબંધમાં મનુષ્યને લૌકિક બુદ્ધિ થયા વગર રહેતી નથી. જ્યારે જ્યારે શ્રી હરિની લીલા વિષેની કથા વાર્તા તેઓ વાંચે કે સાંભળે ત્યારે ત્યારે એમના મનમાં એમ વિચાર ઉત્પન્ન થાય કે ભગવાન એ એક મહા રાગી કામીપુરૂષ છે, એમનો કામ અનિવાર્ય છે, તે કદી પણ તૃપ્ત થતો નથી; આવા વિચારો કામીપુરૂષોની રીતભાત ઉપરથી કામીમનમાં ઉત્પન્ન થયા વગર રહેતા નથી. એ વિચાર કરતી વખતે તેઓ ભૂલી જાય છે કે, ભગવાનનું ભગવાનપણું નિષ્કામતા કે વૈરાગ્ય ઉપર આધાર રાખે છે. જે છ ભગ અથવા ઐશ્વર્યને લીધે પ્રભુને ભગવાન કહેવામાં આવે છે તે, ૧ ઐશ્વર્ય, ૨ વીર્ય, ૩ યશ, ૪ શ્રી, ૫ જ્ઞાન અને ૬ વૈરાગ્ય છે. સતત વૈરાગ્ય ધારણુ કરવાવાળા ભગવાનને કામવાસના હોઈજ શકે નહિ, તો એમની લીલામાં એનો ગંધ કે સ્પર્શ હોવાનો સંભવ નથી.

જે જીવો પ્રભુનીજ સેવામાં નિરંતર ગુંથાઈ રહે છે તેઓ પણુ લૌકિક વિષયની વાસનાવાળા છે એમ લોકો ધારે છે અને તેમના ઉપર અનેક ખોટા આરોપો મુકે છે. નૃસિંહ મેહેતો, મીરાંબાઈ વગેરે અનેક ભક્તજનોના ઉપર અનેક પ્રકારના આરોપ મુકવામાં આવતા એ વાત સુપ્રસિદ્ધ છે. વ્યવહારમાં પણુ એમજ જોવામાં આવે છે.

**कामलेन यथा पीतमतीतिरखिले भवेत् ।**
**पंचाध्याय्यामतः प्रोक्तं हृद्रोगत्वं शुकैरपि ॥ २३ ॥**

दोषबुद्धिः कामिनस्तु भवेल्लीलाकृतौ हरेः ।
निबंधे श्रीमदाचार्यैरत इंद्रियनिग्रहे ॥ २४ ॥
अत्यागः सर्वथा प्रोक्तो भगवद्भक्तिसाधकः ।
कौतुकार्थमपि त्यागो धर्मार्थमपि वर्जितः ॥ २५ ॥

અર્થઃ—જે પ્રમાણે કમળાના રોગવાળાને સર્વ વસ્તુમાં પીળા રંગની પ્રતીતિ થાય તે પ્રમાણે ભગવલ્લીલાના સંબંધમાં પણ કામને લીધે તેવી ભાવના અથવા પ્રાકૃત બુદ્ધિ થાય છે, તેથી કરીને રાસપંચાધ્યાયીમાં પણ શુકદેવજીએ કામ ને મનનો રોગ કહેલો છે. ૨૩

શ્રીહરિની લીલાની કૃતિમાં કામીપુરૂષોને દોષબુદ્ધિજ થાય છે, અને તેથી શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ નિબંધના ગ્રંથમાં ઇન્દ્રિયના નિગ્રહનો સર્વથા અત્યાગ કહ્યો છે, એટલે ઇન્દ્રિયોનો સર્વથા નિગ્રહ કરવાનો કહેલો છે, કેમકે ઇન્દ્રિયનિગ્રહ ભગવદ્‌ભક્તિનો સાધક છે. વળી શ્રી આચાર્યચરણ ફરીથી કહે છે કે ઇન્દ્રિયનિગ્રહનો ત્યાગ કૌતુકને અર્થે પણ કરવો નહિ, તેમજ ધર્મના અર્થમાં પણ ઇન્દ્રિયનિગ્રહનો ત્યાગ કરવો નહિ. ૨૪–૨૫.

વિવેચન—જે માણસને કમળો થયો હોય તે સર્વ વસ્તુને પીળી દેખે છે એજ પ્રમાણે કામી મનુષ્યો ભગવાનની લીલાને કામરૂપ દેખે છે એ મોટી ભૂલ છે.

જે અનંત કોટિ બ્રહ્માંડોને રચે છે, જે સર્વ પ્રાણીઓના આત્મા છે, જે સર્વ પ્રાણીમાત્રના માતા પિતા છે તે કામી હતા અને દોષયુક્ત કામીપુરૂષો તરીકે વર્ત્યા હતા એ કહેવું અયોગ્ય છે.

ભગવાનની અપ્રાકૃત લીલાઓનો ખરો અર્થ એમના કૃપાપાત્ર ભક્તોજ સમજાવી શકે છે. એ લીલાઓ સંબંધી પ્રાકૃત બુદ્ધિ કરવી અઘટિત છે.

ભગવાન શ્રી કૃષ્ણની આસુરદમન, વસ્ત્રહરણ, રાસલીલાદિ

લીલાઓનું પરમ રહસ્ય જાણવા માટે શ્રીમદાચાર્યજી વલ્લભાચાર્યજીકૃત ભાગવત ઉપરનાં "સુબોધિની" ટીકા અથવા તે આધારે (પ્રસિદ્ધકર્તાએ ગુજરાતીમાં રચેલાં) "કૃષ્ણ લીલામૃત" જોવાં.

કામ એ માત્ર શરીરનોજ રોગ નથી પણ મનનો એ રોગ છે, કેમકે કામીપુરૂષો બીજાને પણ તેવી ભાવનાવાળા જુએ છે અને ભગવાનની શુદ્ધ લીલામાં પણ તેવી ભાવના ભેળવે છે માટે શુકદેવજી એને હૃદયનો રોગ કહે છે.

શ્રીમદાચાર્યજી નિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં કહે છે કે—

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ॥**
**इंद्रियाश्वविनिग्राहःसर्वथा न त्यजेत् त्रयम् ॥**

અર્થઃ—શક્તિ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરો, વિમુખ કરનાર વિધર્મથી દૂર રહો, ઇંદ્રિયોરૂપી ઘોડાને વશ રાખો. આ ત્રણે વસ્તુનો કોઇ દિવસ ત્યાગ કરો નહિ.

**स्वयामिंद्रियकार्याणीत्युक्त्या धैर्यविभंजनः॥**
**विवेकस्य विरोध्येव तदस्फूर्तिकरो यतः ॥२६॥**
**आश्रयस्तु कथं सिध्येन्मनोविक्षेपसंभवात् ॥**
**भक्तिमार्गेऽपि मूलत्वात्त्यागस्य न हि सिध्यति ॥२७॥**

અર્થઃ—**स्वयामिंद्रियकार्याणि** એ વાકયવડે યુક્તિપુરઃસર જણાવવામાં આવ્યું છે કે (કામ) ધૈર્યને તોડનાર છે, અને તે વિવેકનો વિરોધી હોવાથી તેને લીધે વિવેકની અસ્ફુર્તિ (વિસ્મૃતિ) થાય છે. ૨૬

એ પ્રમાણે વિવેકનો નાશ થતાં મનમાં વિક્ષેપ થવાથી ભગવદાશ્રય સિદ્ધ થઇ શકે નહિ. ઇન્દ્રિયવિષયનો ત્યાગ એ ભક્તિમાર્ગનું મૂળ કારણ હોવાથી ઇન્દ્રિયોના વિષયોના ત્યાગના અભાવે ભક્તિમાર્ગ સિદ્ધ થતો નથી. ૨૮

વિવેચનઃ—વિવેકધૈર્યાશ્રય નામના ગ્રંથમાં શ્રીમહાચાર્યચરણ કહે છે કે—

**स्वयामिंद्रियकार्याणि कायवाङ्मनसा त्यजेत् ॥**

અર્થઃ—"ઇન્દ્રિયોનાં પોતપોતાનાં કાર્યોને કાયાથી, વાણીથી અને મનથી તજવાં" એ વાક્ય ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે જો ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં વળગી રહે તો તેથી ધૈર્યનો ભંગ થાય.

ધૈર્ય એટલે આધિ, વ્યાધિ અને ઉપાધિ અથવા આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણે પ્રકારનાં દુઃખોને સર્વ પ્રકારે સર્વદા સહન કરવાં, તથા સ્ત્રી પુત્રાદિક તરફથી થતી હેરાનગતિ સહન કરવી તે.

દરેક ઇન્દ્રિયને પોતાના પ્રિય વિષયની પ્રાપ્તિ ન થતાં દુઃખની લાગણી થાય છે. એ દુઃખની લાગણીઓ સહન કરી દરેક ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એ ભક્તિમાર્ગમાં આવશ્યક છે. એમ કરવામાં ન આવે તો ધૈર્યનો નાશ થાય.

વળી કામ એ વિવેકનો વિરોધી છે. વિવેક એટલે પ્રભુ સર્વ વસ્તુ પોતાની ઇચ્છા પ્રમાણે કરશે તેવી સમજ. સર્વ વસ્તુ કરવાને તે સમર્થ છે, અને શું કરવાથી પોતાના ભક્તજનો સુખી થશે એ વાત પોતેજ સારી પેઠે જાણે છે, માટે અમુક વસ્તુ કરવાની એમને પ્રાર્થના કરવી એ ઉપયોગી નથી. આપત્તિ, ગતિ વગેરે કર્મોને વિષે હઠનો ત્યાગ કરવો, અને ધર્મ અધર્મનોજ માત્ર વિચાર કરી અભિમાનનો ત્યાગ કરી લૌકિક વસ્તુ કરવાના આગ્રહને છોડી દઈ સર્વથા પ્રભુની ઇચ્છાને આધીન થવું, એ પ્રમાણેની વર્તણુકને વિવેક કહે છે.

કામી મનુષ્ય હમેશ પોતાની મરજી પ્રમાણે વર્તવાના આગ્રહવાળો હોય છે, એ કારણથી ઉપર કહ્યા પ્રમાણેનો એનામાં વિવેક હોઈ શકતો નથી.

વિવેક અને ધૈર્ય હોય તોજ મન વિક્ષેપ વગરનું થાય. એ બન્નેનો નાશ થતાં પ્રભુનો દ્દઢ આશ્રય રાખવાનું સામર્થ્ય શી રીતે આવી શકે ? પ્રભુના ઉપરજ દ્રઢ આશ્રય રાખવો એ વાત નિશ્ચિત અને એકાગ્ર મન સિવાય બની શકે નહિ. જ્યાં સુધી મન એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર અને બીજાથી ત્રીજા ઉપર ભટકતું હોય ત્યાં સુધી તેનામાં આશ્રય રાખવા જેટલી સ્થિરતા રહે નહિ. ભક્તિમાર્ગમાં વિવેક, ધૈર્ય અને આશ્રયથી ફલ સિદ્ધ થાય છે; તે સર્વનો શત્રુ કામ છે. એ રીતે કામ એ સર્વ પ્રકારે ભક્તિ માર્ગનો વિરોધી છે એમ બતાવવામાં આવ્યું છે. ગ્રંથકર્તા કહેછે કે ઇન્દ્રિયના વિષયોનો ત્યાગ એ ભક્તિમાર્ગનું એક આવશ્યક તત્ત્વ છે. એ તત્ત્વપ્રાપ્તિ કર્યા સિવાય ભક્તિમાર્ગજ સિદ્ધ થઈ શકતો નથી.

बाह्यपक्षे कृष्णयोगः सर्वथा त्वांतरे मतः ॥
परं तूभयथात्यागो मूलमत्र न संशयः ॥ २८ ॥
कामे सति कथं त्यागः सापेक्षस्य प्रसिद्ध्यति ॥
तस्माद्विचार्य तद्रूपं दुरतिक्रमणं स्वतः ॥ २९ ॥
शरणीकरणीयं श्रीनिजाचार्यपदांबुजम् ॥
साधनानामभावेऽपि स्वबलाऽखिल साधकम् ॥३०॥
तत एव च निस्तारो दोषपोषयुतात्मनाम् ॥
नान्यागतिर्गोकुलेशभजनानंदकांक्षिणाम् ॥ ३१ ॥

इति श्रीहरिदासविराचितं कामाख्यदोष विवरणं संपूर्णम्

અર્થઃ—ઇન્દ્રિયોના વિષયોનો બહારથી ત્યાગ કૃષ્ણના યોગની પ્રાપ્તિ કરે છે અને આંતર ત્યાગ હોય તો સર્વથા શ્રી કૃષ્ણની પ્રાપ્તિ થાયજ એમ માનવામાં આવ્યું છે. તેથી ઇન્દ્રિય વિષયોનો બાહ્ય અને આંતર ત્યાગ ભક્તિમાર્ગનો મૂલ પાયો છે. એમાં કાંઈ સંશય નથી. ૨૮.

જો કામવાસના વ્યાપ્ત હોય તો મુમુક્ષુને ત્યાગની સિદ્ધિ શી રીતે થઈ શકે ? કેમકે કામ એ બીજી વસ્તુઓની ઇચ્છા-વાળો છે. તેટલા માટે કામના રૂપનો વિચાર કરીને તે (કામરૂપી) પાપનું ઉલ્લંઘન કરવાને માટે શ્રી નિજાચાર્યના*ચરણારવિંદનું શરણ લેવું જોઇએ. એ ચરણારવિંદ કામના વિજયને વિષે સાધનનો અભાવ હોય તોપણ પોતાના બળથી સર્વ કરવાને સમર્થ છે. ૨૯–૩૦

તેથી કરીને શ્રી આચાર્યનું ચરણ સર્વ પ્રકારના દોષોયુક્ત મનુષ્યનો નિસ્તાર કરનારૂં છે અને ભગવાનના ભજનાનંદની આકાંક્ષાવાળાને માટે એજ માર્ગ (ગતિ) છે. બીજો કોઈ માર્ગ નથી. ૩૧

વિવેચન—ઇન્દ્રિય વિષય ત્યાગના શ્રી હરિરાયજી બે ભાગ પાડે છે, એક બાહ્ય ત્યાગ અને એક આંતર ત્યાગ. બાહ્ય ત્યાગ એટલે કામ્ય વિષયનો બાહ્યોપકરણ ( દેહ, ઇન્દ્રિય ઇ૦ ) થી ત્યાગ, આંતર એટલે આંતરોપકરણ (વૈરાગ્ય) થી ત્યાગ.

મંદવાડના વખતમાં માંદો માણસ અમુક પદાર્થો તજે છે એ બહારનો ત્યાગ છે. એ પદાર્થો તજવાથી એ પદાર્થોપરની રૂચિ કે પ્રીતિનો જ્યારે નાશ થાય ત્યારે આંતર ત્યાગ થયો કહેવાય.

કામ્ય વિષયોનો બહારથી પણ ત્યાગ કરવો એ કાંઇ સહેલું કામ નથી અને તે નિરર્થક પણ નથી, કેમકે તેવા ત્યાગથી પ્રીતિમાં વધારો થતો અટકે છે અને કાળાંતરે તે પ્રીતિ નષ્ટ પણ થાય છે. પ્રભુ તરફ વળેલા મનને એ ત્યાગથી પ્રભુ તરફ વધારે વાળવાને વખત મળે છે, અને તેને લીધે શ્રીકૃષ્ણનો યોગ, શ્રીકૃષ્ણની ભક્તિ, ઉત્પન્ન થાય છે. જો વિષયોનો આંતર ત્યાગ થાય એટલે તેઓની ઇચ્છાના મૂલનું પણ છેદન થાય તો ભક્તિ ઉત્પન્ન થયા વગર રહેજ નહિ.

---

* શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનું શરણ.

ઇન્દ્રિયવિષયોનો બહારથી અને અંદરથી ત્યાગ કરવો એ ભક્તિમાર્ગનો મૂળ પાયો છે એમાં સંશય નથી.

પોતાના આચાર્ય (શ્રીમદ્વલ્લભાચાર્યજી) નું સ્મરણ કરવાથી તેમના બોધ અને વચનો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તવાથી, કામરૂપી પાપનું ઉલ્લંઘન થઇ શકે છે.

શ્રી કૃષ્ણના ભજનાનંદની આકાંક્ષાવાળાને માટે તો શ્રીમદાચાર્યચરણ—એમનો બોધ—એમના ગ્રંથો—એમનું ચરિત્ર વગેરે કામના વિષયોના ત્યાગની બાબતમાં વિજય પ્રાપ્ત કરાવવાને સમર્થ છે.

શ્રીમદાચાર્ય (શ્રીમદ્‌વલ્લભાચાર્ય) શ્રીકૃષ્ણના મુખાગ્નિરૂપ છે, એટલે નિત્યજ વિરાજમાન છે. કામ ભક્તિમાં પ્રતિબંધ રૂપ છે, એટલે એનું દમન કરવાની આવશ્યકતાજ છે. જીવથી તે બની શકે નહિ તો એ કામને પણ અશન કરી જાય એવા આચાર્યશ્રીના મુખાગ્નિનો આશ્રય કરવો, કે જેથી કામ જીતાઇ ફલાત્મક શ્રી કૃષ્ણના સ્વરૂપની પ્રાપ્તિ થાય.

**ઇતિ શ્રી હરિરાયજીએ રચેલું કામાખ્યદોષ વિવરણ**

**ટીકા સહિત સમાપ્ત.**

[illegible]

( [illegible] એડવોકેટ [illegible] અમદાવાદ )

## એમણે રચેલા ગ્રંથો.

૧. તત્વાર્થદીપ નિબંધ પ્રકરણ પહેલું: ગીતાર્થ ( ભાષાંતર પ્રકાશ અને આવરણભંગ નામની ટીકાના સારસાથે). કી. રૂ. ૧

૨. શ્રીમદ્ વલ્લભાચાર્યજી (આચાર્યજી મહાપ્રભુજી) નું ઐતિહાસિક જીવન—ચરિત્ર. (ભક્તિમાર્ગ તથા શુદ્ધાદ્વૈત-સિદ્ધાંત ઈ. સંબંધી સપ્રમાણ અને સરલ વિવેચન સાથે. ) કી. રૂ. ૨).

૩. શ્રી કૃષ્ણલીલામૃત પ્રથમ ભાગ. ( પરમાત્મા શ્રી કૃષ્ણના અવતારની લીલાઓનું પરમ રહસ્ય જણાવનાર અપૂર્વ ગ્રંથ). કી. રૂ. ૧)

૪. માલા પ્રસંગ. (શ્રીમદ્ ગોસ્વામી ગોકુળનાથજીના અપ્રતિમ સ્વધર્મ રક્ષણનો ઇતિહાસ). કી. રૂ. ૦ા

૫. શ્રી હરિરાયજી કૃત કામાખ્ય દોષ વિવરણ, ( મૂળ ભાષાંતર તથા વિવેચન સાથે). કી. ૦—૨—૦

૬. શ્રીમદ્ વલ્લભાચાર્યજીના જીવન, તત્ત્વવિદ્યા અને ઉપદેશ સંબંધી વ્યાખ્યાન (કલકત્તાની કન્વેન્શન ઓફ રીલીજીઅન્સમાં આપેલું ) ઇંગ્રેજી તથા ગુજરાતી હરેકની કી. ૦—૨—૦

૭. શ્રીમદ્ વલ્લભાચાર્યજી પ્રતિપાદિત શુદ્ધાદ્વૈત સિદ્ધાંત (ત્રીજી સાહિત્યપરિષદમાં આપેલું વ્યાખ્યાન). કી.૦—૨—૦

મળવાનાં ઠેકાણાં:— એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ.
ગુજરાતી પંચની ઑફીસ. અમદાવાદ.
જ્યેષ્ઠારામ મુકુંદજી—કાલબાદેવી—મુંબઈ.
બીજાં પુસ્તકો વેચનારને ત્યાં

ઉપરનાં પુસ્તકો તથા વૈષ્ણવ ધર્મ સંબંધીનાં હરેક પુસ્તક નડીઆદ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયમાં ત્રીભોવનદાસ પીતાંબરદાસ શાહ, પાસેથી પણ મળશે.